# સ્વરાજયનો સ્હેલો ઉપાય.



સંપ કરી સ્વરાજ્ય સ્થાપક

મહોલ્લાના

# કાયદાઓ તથા ઠરાવો.

લેખક અને પ્રકાશક,
અંબેલાલ દેવચંદ શાહ.
ગલેમંડી ગોળશેરી, સુરત.

(૦)

પ્રથમાવૃત્તી
વિ. સં. ૧૯૭૯
માહ, શુક્લ.

કીંમત ૦-૨-૦.

# પ્રાર્થના.

હે પ્રભુ! દેશમાં મારા દરેક ભાઇઓને અને મને, દીવસે
દીવસે સ્થીતી કફોડી થતી અટકાવવા પોતાનીજ
ખામીઓ તપાસી પોતપોતાના મહોલ્લામાં
સ્વરાજ્યનો સહેલો ઉપાય અજમાવવા
ચેતન માટે સદબુદ્ધિ આપજો
એવી પ્રાર્થના છે.

આપનો આજ્ઞાંકિત,

# નમ્ર વિનંતિ.

પ્રીય ભાઈઓ,

આંતરીક દ્રષ્ટિએ જોતા જણાયછે કે સ્વરાજ્ય એ કોઈ ચીજ નથી, અથવા એ કોઈ વસ્તુ નથી, કે તે આપણને કોઈ આપી દેશે. સ્વરાજ્ય એટલે સંપ, એ આપણને ધારા સભા અગર બીજુ કોઈ પણ આપી શકે નહીં; એતો આપણામાં ચેતન આવશે ત્યારે આપણે જાતેજ કરીશું.

જો કે આપણામાં હજુ આપણા દેશ નેતાઓની માફક મનુષ્યત્વ અને ઉદ્ધાર માટે પોતાનો ધર્મ સમજી જેલયાત્રા, તથા દેશમાં અને શહેરમા તાકીદે સંપ કરી શકવાની શક્તિ નથી કેળવાઈ, પરંતુ આપણે આપણા મહોલ્લામાં તો દરેક ભાઇઓના મત કેળવી, પ્રથમ સુલેહશાંન્તિ જળવાય એવા સુરક્ષાત કાયદાઓથી મહોલ્લાનું બંધારણ બાંધી, પછી ગરીબ અને તવંગર દરેક ભાઇઓને બીન ખરચે તથા સ્હેલાઇથી ન્યાય મળે અને આપણી સ્થીતી કફોડી થતી અટકી આબાદી વધે માટે મહોલ્લાના કાયદાઓના પાછળના ભાગમાં ઠરાવોના ઉદાહરણ છે એવા ઠરાવો સુલેહ શાન્તિ જાળવી ધીમે ધીમે પસાર કરવાથી સંપ કરી શકીએ છીએ; અને જ્યાં સંપ થાય ત્યાં સ્વરાજ્ય થાય એવો દાખલો આખા શહેરમાં તથા શહેરનો દાખલો દેશમાં બેસાડી બીન ઈજાએ અને તાકીદે સ્વરાજ્ય સ્થાપી શકીએ છીએ; વળી આપણે માટે જેલયાત્રા કરી રહેનાર આપણા વિરભાઈઓ સાથે મહાત્માજીને આપણે તેમના માટે જેલ બીન ઉપયોગી કરી આપણે માટે સંતોષ

આપી આરામ આપી શકીએ છીએ. જેથી સ્વરાજ્યના સ્હેલા ઉપાય માટે મારા નમ્ર મત પ્રમાણે આ ચોપડીમાં દર્શાવેલા મહોલ્લાના કાયદાઓ તથા સ્હેલા અને મહત્વ ભરેલા ઠરાવો જો આપણા દેશમાં દરેક શહેરના દરેક મહોલ્લામાં તથા સામાન્ય ગામમાં પણ થાય, તો દેશમાં દરેક જગ્યાએ સંપ થઈ દરેક ભાઈઓના હક જળવાય તેવી રીતનું પુરેપુરી સત્તાવાળુ સ્વરાજય સ્થપાય, એ જો વાંચનાર ભાઈને યોગ્ય લાગે તો તેમણે પોતાના મહોલ્લામાં એની હીલચાલ તાકીદ શરૂ કરવી એ પોતાનો ધર્મ સમજી દરેક ભાઇઓના મત કેળવવા એવી નમ્ર વિનંતી છે.

લેખક,

મહોલ્લાનું નામ

# કાયદાઓ

૧ મહોલ્લાએ નિમેલા મહોલ્લાના વહીવટદાર તરફથી જ્યારે જ્યારે જેસમયે અને જે સ્થળે મહોલ્લામાં મહોલ્લો મેળવવાનું જાહેર કરવામાં આવે, ત્યારે ત્યારે તે સમયે અને તે સ્થળે મહોલ્લામા રહેતા દરેક ભાઇઓએ ત્યાં પધારવું.

૨ મહોલ્લો મળ્યો હોય તેમા પોતાના મતથી જુદા પડતા ભાઇ સામે પણ સુલેહ શાન્તિ જાળવવા અસભ્ય વચન બોલવાની સખ્ત મનાઇ છે.

૩ મહોલ્લામા કોઇપણ ભાઇ તરફથી ઉપસ્થીત થયેલા ઠરાવ ઉપર મહોલ્લામા રહેતા દરેક દરેક ભાઇઓને પોતાનો મત વિનય પૂર્વક જાહેર કરવાનો સમાન હક છે.

૪. મહોલ્લાની વધુમતીએ વહીવટદાર જે ઠરાવ અમલમા મુકે તેને મહોલ્લામા રહેતા દરેક ભાઇઓએ મંજુર કરી પાળવો.

૫. મહોલ્લો મળ્યો હોય તેમા જે ભાઇ આવી શકયા ન હોય તેમણે મહોલ્લામા જે ઠરાવ થયો હોય તે જોકે પોતાના મતથી વિરૂદ્ધનો હોય તો પણ જ્યાં સુધી પોતે મહોલ્લો મેળવી પોતાનો મત કેળવી ન શકે ત્યાં સુધી મંજુર કરી પાળવો.

૬. મહોલ્લામા હાજર છતા મહોલ્લો મળ્યો હોય તેમા જે ભાઇ ન આવ્યા હોય તેમણે મહોલ્લામા જે બદ્ધાના મતને મળતા રહી મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો, તેમના માટે મહો-

લ્લાએ મળી ઠરાવેલો દંડ રૂ.      વહીવટદારને આપવો તથા મહોલ્લામા જે ઠરાવ થયો હોય તે મંજુર કરી પાળવો.

૭. મહોલ્લાના સાર્વજનીક ખાતા માટે ઠરાવોના ઉદાહરણની પાછળ મહોલ્લાના કર દર્શાવ્યા છે એવા કરની તેમજ બીજી કોઇ પણ જાતની મહોલ્લાની સીલ્લકનો ઉપયોગ, તથા મહોલ્લામા·ઉપસ્થીત થયેલા ઠરાવનો અમલ મહોલ્લાની વધુ મતી પ્રમાણે વહીવટદારે કરવો.

૮. મહોલ્લાના કોઇ પણ ભાઇ કોઇ ખાસ કારણસર મહોલ્લો મેળવવાની જરૂરને લીધે જો મહોલ્લાના બે ભાઇના મત કેળવી વહીવટદારને અરજ કરે તો વહીવટદાર તે ભાઇના મત મુજબ મહોલ્લામાં મહોલ્લો મેળવવાનું જાહેર કરે.

૯. દર બાર મહીને વહીવટદારે મહોલ્લાની રોકડ સીલ્લક તેમજ તેનો હિસાબ મહોલ્લો મેળવી તેમાં રજુ કરવો અને મહોલ્લો મહોલ્લાનો વહીવટ બીજા જેમને સોંપવા ઠરાવે તેમને તુરત સોંપી દેવો.

૧૦. મહોલ્લાના વહીવટદારને જો મુસાફરીએ જવાનુ થાય તો તેમણે જતા અગાઉ ફક્ત પોતે પાછા આવે ત્યાં સુધીને માટે મહોલ્લાના બે ત્રણ જણ સમક્ષ બીજાને કામ પડે તો મહોલ્લાનો વહીવટ કરવાનું સુચવતા જવું.

૧૧. મહોલ્લાને કોઇપણ પ્રસંગે વહીવટદાર બદલવાની સત્તા છે.

## મનુષ્યત્વ અને ઉધ્ધાર માટે.

આપણામાં સંપ રહી સુલેહ શાંતિ જળવાય, અને બીન પ્રજાએ તથા તાકીદે સ્વરાજ્ય સ્થપાઇ આપણાથી આપણા વિર ભાઈઓ સાથે ...માજીને આપણે માટે સંતોષ આપી આરામ આપી શકાય એવા

ઠરાવો મહોલ્લામાં કરવા ઉપરના તમામ કાયદાઓ ધર્મ સમજી પાળવાને અમે કબુલ મંજુર કરી આજરોજે એટલે સંવત ૧૯    ના મીતી
ને વાર    મહોલ્લાના વહીવટદાર
ને નિમી નીચે શહી કરીએ છીએ.

૧

૧

ઉપરના તમામ કાયદાઓ મંજુર હોય તે મ્હોલ્લામાં તાત્કાળીક કામ ચલાવી લેવા આ ચોપડી ચાલી શકે જેથી સહીના અનુસંધાન માટે પાછળ કોરા પૃષ્ઠ રાખ્યા છે.

## મહોલ્લામા પસાર કરવા જેવા ઠરાવોના અમુક

# ઉદાહરણ.

**૧. ગરીબ અને તવંગર દરેક ભાઈઓને બીન ખરચે તથા સ્હેલાઇથી ન્યાય મળે માટે** આજ રોજે એટલે શંવત નામી. ને વાર આ મહોલ્લો મહોલ્લામા એવો ઠરાવ કરે છે કે અત્યાર પછી આપણે કોઇપણ ભાઇએ મહોલ્લાના કોઈપણ ભાઈ સામે સરકારી અદાલતમા ફરીયાદ કરવા જતા પહેલા વહીવટદાર પાસે મહોલ્લો મેળવાવી તેમા ફરીયાદ કરવી, અને તેમ કરતા તેમા જો મહોલ્લો પોતાની ફરીયાદનો નિકાલ ન લાવી શકે અને સરકારી અદાલતમા જવાની પરવાનગી આપે ત્યાર પછીજ તેમણે ત્યાં જવું, તથા આપણા મહોલ્લાના બંધારણને મીળ જે મહોલ્લાનું બંધારણ મળતુ હો. તે મહોલ્લાના ભાઇ સામે પણ આપણે કોઇપણ ભાઇએ સરકારી અદાલતમા ફરીયાદ કરવા જતા પહેલા આપણા વહીવટદાર મારફત તે મહોલ્લાના વહીવટદાર પાસે તે મહોલ્લો મેળવાવી તેમા ફરીયાદ કરવી અને તેમ કરતા તેમા પણ જો તે મહોલ્લો પોતાની ફરીયાદનો નિકાલ ન લાવી શકે અને સરકારી અદાલતમા જવાની પરવાનગી આપે ત્યાર પછીજ તેમણે પણ ત્યાં જવુ.

આ ઠરાવનું મહોલ્લામાથી જે ભાઇ ઉલ્લંઘન કરશે તેમને મહોલ્લામા જો બદ્ધાના મનને મળતા રહી મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો તેમણે તેમના માટે મહોલ્લાએ મળી ઠરાવેલો દંડ રૂ. વહીવટદારને આપવો પડશે.

આ ઠરાવ (સર્વાનુ અગર વધુ લખવુ) મતે પસાર કરવામા આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

**શુદ્ધ ખાદીમા તથા જરૂર જેટલાજ કપડા લત્તામા** સાદાઈ, સ્વચ્છતા, સમાનતા, અને ટુંકો ખરચ તથા આપણા દેશી ભાઇઓની રોજી હોવાથી અને પરદેશી કાપડ પરખાઈ જવાથી, કાયમ આપણી ખાનદાની જળવાય છે તથા આબાદી વધે છે માટે આજ રોજે એટલે શંવત નામી. ને વાર આ મહોલ્લો મહોલ્લામા એવો ઠરાવ છે કે અત્યાર પછી આપણે દરેક ભાઇઓએ કાપડમાં શુદ્ધ ખાદીજ વાપરવી તથા જરૂર જેટલાજ કપડાલત્તા કરવા, અને આપણને જે જે ભાઇઓ તથા બ્હેનો મળે તે તે દરેકને પણ તેમ કરવા વિનંતી કરવી.

આ ઠરાવ મતે પ્રસાર કરવામા આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

**પરદેશી માલ વાપરવાથી** દેશમા હુન્નર ઉધ્યોગ નાશ પામે, અને પરદેશ ધન ચાલ્યુ જઇ ભૂખમરો પેદા થાય, માટે એ આપણી સ્થીતી કફોડી કરનાર નુકસાન કર્તા પરદેશી માલ વાપરવામા પાપ હોવાથી આજ રોજે એટલે શંવત ના મી. ને વાર આ મહોલ્લો મહોલ્લામા એવો ઠરાવ કરે છે કે અત્યાર પછી આપણે કોઇપણ ભાઇએ વાપરવા માટે અસ્પૃષ્ય પરદેશી માલનો ત્યાગ કરવા પરદેશી કાપડ ખરીદ કરવું નહીં.

આ ઠરાવનુ મહોલ્લામાથી જે ભાઈ ઉલ્લંઘન કરશે તેમને મહોલ્લામા જો બદ્ધાના મતને મળતા રહી મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવુ હોય તો તેમણે અત્યાર પછી ખરીદેલું પરદેશી કાપડ બાળી મુકવુ પડસે અને તેમના માટે મહોલ્લાએ મળી ઠરાવેલો દંડ રૂ. વહીવટદારને આપવો પડસે તથા તેમાથી આ ઠરાવનુ ઉલ્લંઘન કરનારની ચોરી છુપી સાબીત કરનાર ભાઇને મહોલ્લાએ મળી ઠરાવેલુ

ઇનામ રૂ.      વહીવટદાર આપશે.

આ ઠરાવ          મતે પસાર કરવામા આવ્યો છે.

રજુ કરનાર ________________________

વહીવટદાર ________________________

**૪. આપણી મહાસભા અથવા દેશની સ્વતંત્ર ધારાસભામા** દરવર્ષે જે જે ઠરાવો થયા હોય, તે તે આપણને જો આંતરીક દ્રસ્ટીએ જોતા યોગ્ય લાગે, તો આપણે તેને ધર્મ સમઝી પ્રાણાંત સુધી પાળવાથી, આપણુ સ્વરાજ્યજ છે. માટે આજ રોજે એટલે શંવત      નામી.      ને વાર      આ મહોલ્લો મહોલ્લામા એવા ઠરાવ કરે છે કે આપણે દરેક ભાઇઓએ દર વર્ષે મહાસભામા જે જે ઠરાવો થયા હોય તે તે આપણને જો આંતરીક દ્રસ્ટીએ જોતા યોગ્ય લાગે તો આપણે તેને ધર્મ સમઝી પ્રાણાંત સુધી પાળવા, અને આ ણુને જે જે ભાઇઓ મળે તે તે દરેકને પણ તેમ કરવા વિનંતી કરવી.

આ ઠરાવ          મતે પસાર કરવામા આવ્યો છે.

રજુ કરનાર ________________________

વહીવટદાર ________________________

**૫ હલકામાં હલકુ દારૂ તાડીનું દુર્વ્યસન**–માણસ જાતને ઇજ્જત આબરૂ અને પૈસે ટકે તથા ધારેલુ કામ કરવામાં દરેક રીતે બહુજ નુકશાન કર્તા છે માટે તેનો નિષેધ કરવા આજરોજે એટલે સંવત ૧૯      ના મી.      ને વાર      આ મહોલ્લો મહોલ્લામાં એવો ઠરાવ કરે છે કે અત્યાર પછી મહોલ્લાના કોઇપણ ભાઇએ ભૂલેચુકે કોઇપણ દીવસ દારૂ તાડીનું દુર્વ્યશન કરવું નહીં.

૧૦૨૯૯



આ ઠરાવનું મહોલ્લામાંથી જે ભાઇ ઉલ્લંઘન કરશે તેમને મહોલ્લામાં જો બધાના મતને મળતા રહી મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો તેમણે તેમના માટે મહોલ્લાએ **મળી** ઠરાવેલો દંડ રૂ. વહીવટદારને આપવો પડશે, તથા તેમાંથી આ ઠરાવનું ઉલ્લંઘન કરનારની ચોરી છૂપી સાબીત કરનાર ભાઇને મહોલ્લાએ મળી ઠરાવેલું ઇનામ રૂા. વહીવટદાર આપશે

આ ઠરાવ                    મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર________________________

વહીવટદાર________________________

**વળી હોટલોમાં** એકબીજાના એંઠા વાસણો કાળજી પુર્વક મંજાતા નથી, એટલે વૈદકશાસ્ત્ર પ્રમાણે એ એંઠવાડામાંથી અનેક રોગો ઉત્પન્ન થાય છે, તેમાં વળી એક રોગીસ્ટનું એંઠુ વાસણ બીજા નિરોગીના વાપરવામાં આવવાથી, તે પણ તેના જેવોજ રોગીસ્ટ બનવા માંડે છે; એવા એંઠવાડખાનામાં બનતી ચીજો ઘરની માફક ઉઘાડી ઢાંકેલી તપાસવામાં આવતી નથી, અને બગડી ગયેલી ચીજો પૈસા કરવાને ફેંકી ન દેતા તાજી કરીને આપવામાં આવે છે; તથા જ્યારે જોઈએ ત્યારે આરોગ્યતાને નુકસાન કર્તા ચાહ તૈયારજ મળતી હોવાથી, બજારમાં બે જણ મળે છે કે ચાહ પીએ છે; જેથી હોટલોમાં પ્રજા દીવસે દીવસે નિર્માલ્ય અને રોગીષ્ટ બનતી જાય છે, વળી એમાં પુષ્કળ દુધનો દુરૂપયોગ થવાને લીધે, ઘી, દુધ જેવા શરીરના પોષક સાત્વીક પદાર્થો મોંઘાજ રહેવાથી, તે આપણા પૈસે ટકે ગરીબ સ્થીતીના ભાઇઓને ખાવા મળી શકતા નથી; માટે આજરોજે એટલે સંવત ૧૯ ના મી. ને વાર આ મહોલ્લો મહોલ્લામાં એવો ઠરાવ કરે છે, કે અત્યાર પછી આપણે કોઇપણ ભાઇએ આપણા શહેરમાં હોટલનું ખાવું પીવું નહીં.

આ ઠરાવનું મહોલ્લામાંથી જે ભાઇ ઉલંઘન કરશે, તેમને મહોલ્લામાં જો બધાના મતને મળના રહી, મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો તેમણે તેમના માટે મહોલ્લાએ મળી ઠરાવેલો દંડ રૂ. વહીવટદારને આપવો પડશે. તથા તેમાંથી આ ઠરાવનું ઉલંઘન કરનારની ચોરી છૂપી સાબીત કરનાર ભાઇને મહોલ્લાએ મળી ઠરાવેલુ ઇનામ રૂ. વહીવટદાર આપશે.

આ ઠરાવ મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

૭ **ચાહ પીવાથી** ભૂખ સમાઇ જાય છે, એટલે ચાહ જઠરાગ્નીને મંદ કરી આરોગ્યતાને વિકાસ પામવા દેતી નથી, અને આપણી ચાહની ખરીદીને લીધે આપણા ઘણા ભાઇઓને ચાહના ખેતરોમાં ઘોર જુલમથી નરક યાત્ના ભોગવવી પડે છે; માટે આજરોજે એટલે સંવત ૧૯ ના મીતી ને વાર આ મહોલ્લો મહોલ્લામાં એવો ઠરાવ કરે છે કે અત્યાંર પછી આપણે કોઇપણ ભાઇએ, પોતાને ત્યાં અગર હોટલમાં કોઇપણ જગ્યાએ ચાહ પીવી નહીં અને કોઈને પાવી પણ નહીં.

આ ઠરાવનું મહોલ્લામાંથી જે ભાઇ ઉલંઘન કરશે તેમને મહોલ્લામાં જો બધાના મતને મળતા રહી, મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો તેમણે તેમના માટે મહોલ્લાએ મળી ઠરાવેલો દંડ રૂ. વહીવટદારને આપવો પડસે તથા તેમાંથી આ ઠરાવનું ઉલ્લંઘન કરનારની ચોરી છૂપી સાબીત કરનાર ભાઇને મહોલ્લાએ મળી ઠરાવેલું ઇનામ રૂ. વહીવટદાર આપશે.

આ ઠરાવ મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

**૮. લોટ દળવાના સંચામાં**—અનાજનો કસ બળી જાય છે. અને સ્ત્રીએ.ને કસરત મળતી ન હોવાથી, ઘણી સ્ત્રીઓ અપચાને લીધે અનેક રોગો, તથા કસુવાવડનો ભોગ થઇ મરણ પામે છે. વળી નિરાશ્રીત વિધવાઓની રોજી પડીભાંગી છે. માટે આજરોજે એટલે સંવત ના મીતી ને વાર આ મહોલ્લો મહોલ્લામાં એવો ઠરાવ કરે છે કે અત્યાર પછી આપણે કોઇ પણ ભાઇએ પોતાને ત્યાંથી કોઇને પણ લોટ દળવાના સંચામાં દળાવા જવા દેવુ નહીં જો પોતાને ત્યાં કોઇપણ જાતે ઘંટીમાં દળી શકે એમ ન હોય, તો તેમણે મહોલ્લામાં અગર મહોલ્લાની બહાર નિરાશ્રીત વિધવાઓ પાસે મહેનતાણું આપી દળાવી લેવું.

આ ઠરાવનું મહોલ્લામાંથી જે ભાઈ ઉલ્લંઘન કરશે તેમને મહોલ્લામાં જો બધાના મતને મળતા રહી મહોલ્લાના સભાસદ તરીકે કાયમ રહેવું હોય તો તેમણે તેમના માટે મહોલ્લાએ મળી ઠરાવેલો દંડ રૂા. વહીવટદારને આપવો પડશે. તથા તેમાંથી આ ઠરાવનું ઉલંઘન કરનારની ચોરી છુપી સાબીત કરનાર ભાઇને મહોલ્લાએ મળી ઠરાવેલુ ઇનામ રૂા. વહીવટદાર આપશે.

આ ઠરાવ મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર ____________________

વહીવટદાર ____________________

## જે મહોલ્લામાં પાણીનો કુવો અવ્વડ હોય તે મહોલ્લા માટે

**૯.** આપણા મહોલ્લામાં પાણીના કુવાની સગવડ છે, તો આપણે તેમાંથી કુટુંબમાં આરોગ્યતાના વિકાસમાટે, કસરત તથા પીવાનું પાણી મેળવવા, અને ઘણી વખત પાણીના નળ બંધ થઇ જતા હોવાથી,

આપણે જે તેના વગર લાચાર થવું પડે છે તે પણ મટાવવા આજરોજે એટલે સંવત ૧૯  ના મીતી  ને વાર  આ મહોલ્લો મહોલ્લામાં અવડ કુવો ચાલુ કરવાનો ઠરાવ કરે છે અને તે બદલ ખરચ માટે વહીવટદારને ટીપ કરી આપવાનું નક્કી કરી દરેક ભાઇ-ઓને પીવાના પાણી માટે કુવાનોજ ઉપયોગ કરવા વિનંતી કરે છે.

આ ઠરાવ  મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

## જે મહોલ્લામાં પાણીનો કુવો ન હોય તે મહોલ્લા માટે.

૧૦ જેવો આપણે દર વર્ષે પાણીના નળનો વેરો બાર રૂપીયા ભર્યા કરીએ છીએ તેવો જો આપણે એકજ વખત મહોલ્લામાં નળ વેરો ભરતા દરેક ભાઈઓ, કુટુંબમાં આરોગ્યતાના વિકાસ માટે કસરત તથા પીવાનું પાણી મેળવવા બારબાર રૂપીયા કહાડીએ અને તેમાં જો ઘટ પડે તેમ હોય તો મહોલ્લામાં ટીપ કરી જગ્યા માટે ગમે તેમ સગવડ કરી પૈસા ખરચી આપણે મહોલ્લામાં આપણી જરૂર જેટલા કુવા જરૂર કરી શકીએ, અને ઘણી વખત પાણીના નળ બંધ થઇ જતા હોવાથી આપણે જે તેના વગર લાચાર થવુ પડે છે તે પણ મટાવી શકીએ; માટે આજ રોજે એટલે શંવત  નામી.  નેવાર આ મહોલ્લો મહોલ્લામા એવો ઠરાવ કરે છે કે આપણે ફરી પાછામી.  ને વાર  મહોલ્લો મેળવવો અને તેમા નળ વેરો ભરતા દરેક ભાઇઓએ રોકડા રૂ.  લેતા આવી વહીવટદારને આપી જમે કરાવવા, તથા કુવા માટે જગ્યા નક્કી કરી કામ શરૂ કરવાનો દીવસ નક્કી કરવો.

આ ઠરાવ                    મતે પસાર કરવામા આવ્યો છે.

રજુ કરનાર ________________

વહીવટદાર ________________

**લાંબી કમાણી કરવાને જો કે રેંટીયો** આપણી નજરમ આવી શકતો નથી, પરંતુ "આપણને જો દરરોજ વધુ નહીં તો માત્ર અડધોજ કલાક ઇશ્વિર પ્રાર્થના અગર નીમાજની માફક ફરજયાત કાંતવાનો નિયમ હોય તો આપણે દર બાર મહીનામા ઓછામા ઓછુ આપણુ જાત સંપુર્ણ ઢંકાઈ રહે તે કરતા પણ ઉપરાંત ધીમે ધીમે સુંદર બારીક સુતર કાંતી આપણા દેશીભાઇને રોજી આપીએ, અને હાલ તુરત આપણ ઘરમા દર એક જણ દીઠ કાપડનો ઘણો વધી ગયેલો ખરચ ઘટાડીએ માણસમા, જેમ ખરચ ઓછો તેમ અસત્ય અને ઉપાધી ઓછા.

રેંટીયામા બારીક રીતે તપાસતા ઘણાજ ગુણ જણાય છે. રેંટીયે સ્વાશ્રયી બનાવવાની લોપ થયેલી કળાનો ઉદ્ધાર કરી તારે છે, રેંટીયે સંગીતમાં તંબુરાની ગરજ સારી આણંદ આપે છે; રેંટીય અને સંગીતમા અનાયાસે પ્રાણાયમનો મહાવરો થઇ આરોગ્યતા જળવાય છે, રેંટીગામા આપણા ભાઇની રોજી હોવાથી, સેવા ધર્મ સચવા છે. રેંટીયામા એવા એવા ઉત્તમ ગુણો હોવાથી, મહોલ્લામા જો રેંટીયાશાળા અથવા સ્વાશ્રય મંદીર ખોલવામા આવે તો તેમા દીવસન સમયમા દરેક બ્હેનો તથા સંધ્યાથી રાત્રીના સમયમા દરેક ભાઇએ એક બીજાની હરીફાઇમા એક બીજાથી સુંદર અને વધારે સુતર કાંતત શીખી આપણી સ્વાશ્રયી બનાવવાની લોપ થયેલી કળાનો ઉદ્ધાર કરે તથા એક બીજી બ્હેનો સાથે એક બીજી બ્હેનોને અને એક બીજ ભાઇઓ સાથે એક બીજા ભાઇઓને ભેગા મળવાનો પ્રસંગ મળ્યા ક વાથી એક બીજાનો જીવ મળી મહોલ્લામા સંપ પણ વધે; માટે આવ રોજે એટલે શંવત        નામી.        ને વાર        આ મહોલ્લો મહોલ્લાની સીલ્લકમાથી મહોલ્લામા સ્વાશ્રય મંદીર ખોલવાનો ઠરાવ ક

છે, તેમાં દીવસના બારથી ચાર વાગ્યાના સમયમાં દરેક બ્હેનોને તથા સંધ્યાએ છથી રાત્રીના દસ વાગ્યાના સમયમાં દરેક ભાઇઓને દરરોજ વધુ નહીં તો માત્ર અડધોજ કલાક પધારી, સ્વાશ્રય મંદીરના હાજરી પત્રકમાં પોતાની હાજરી પુરાવા વિનંતી કરે છે. એ વિનંતીને માન આપી જે ભાઇઓએ તથા બ્હેનોએ સૌ કરતા વધારે દીવસ હાજરી પુરાવી હશે તેમને તથા સૌ કરતા સુંદર અને વધારે સુતર કાંત્યું હશે તેમને મહોલ્લો સ્વાશ્રય મંદીરની જયંતી વેળાએ ઇનામ આપશે એમ જાહેર કરે છે.

આ ઠરાવ મતે પસાર કરવામાં આવ્યો છે.

રજુ કરનાર ______________________

વહીવટદાર ______________________

## મહોલ્લાના સાર્વજનીક ખાતા માટે મહોલ્લાના કરના અમુક

# ઉદાહરણ.

૧ મહોલ્લામાં રહેતા તેમજ રહેવા આવનાર દરેક ભાઇઓએ મહોલ્લામાં મહોલ્લાના સભાસદ તરીકે દાખલ થવા મહોલ્લાએ મળી ઠરાવેલો મહોલ્લાનો કર રૂ. વહીવટદારને આપવો.

૨ મહોલ્લાના દરેક ભાઇએ મહોલ્લાના સભાસદનો દરવર્ષનો સાથે ભરવાનો કર રૂ. દર વર્ષે વહીવટદારને આપવો.

૩ મહોલ્લામાં જે ભાઇને ત્યાં લગ્ન પ્રસંગ હોય તેમણે પોતાને ત્યાં પરણનાર દીઠ, દર પરણનાર માટે મહોલ્લાએ મળી ઠરાવેલો મહોલ્લાનો કર રૂા. વહીવટદારને આપવો.

૪ મહોલ્લામાં જે ભાઇએ મકાન ખરીદ્યુ હોય અગર નવું મકાન બંધાવ્યું હોય તેમણે મહોલ્લાએ મળી ઠરાવેલો મહોલ્લાનો કર રૂા. વહીવટદારને આપવો.

# અંતિમ અરજ,

મહોલ્લાના કાયદાઓમાં, તથા ઠરાવોમાં અને કરમાં જો યોગ્યતા જણાય, અથવા કંઇ સુધારો વધારો કરવા જેવું જણાય તો તે કરી તથા નવા ઘડવા જેવા હોય તો તે ઘડી, દરેક ભાઇઓએ પોતપોતાના મહોલ્લામા સ્વરાજ્ય સ્થાપવા દરેક ભાઇઓના મત કેળવવા એવી અંતિમ અરજ છે.

લેખક,

---

## પૃષ્ટ પાંચમાનું સહી માટે અનુસંધાન.

| ૧ | ૧ |
|---|---|
| | |

બીજી આવૃતીઓમા બીજાં જરૂર જેવા ઠરાવેના ઉદાહરણ
આપવામાં આવશે.

---



સુરત લીમડાચોકમાં આવેલા ધી "સુંદર" પ્રી પ્રેસમાં
વીઠલદાસ કીકાભાઇએ છાપ્યું.

